# શ્રી અંબીકા ગરબાવલી.

(ભાગ ૨ જો)







પ્રકાશકઃ—ચંપકલાલ અમરશી દોશી જગમાલ ચોક—જુન

# અર્પણ પત્રિકા

પીરબાવાશ્રી ૧૦૮

## શ્રી લવિંગરજી ગુરૂશ્રી હરિગરજી

શ્રી ગીરનાર અંબાજી તથા દત્તાત્રયજી
અને શ્રી નીલકંઠ મહાદેવના પુજારી જગમાલચોક જુનાગઢ



જેઓશ્રીની શ્રી જગદંબા અંબીકા પ્રત્યેની અનન્ય ભક્તિ અને
અડગ શ્રધ્ધા પ્રત્યે આકર્ષાઈ, તેઓશ્રીના
ચરણકમળમાં પૂર્ણપુજ્યભાવે આ
'શ્રી અંબીકા ગરબાવળી'
સન્માનપૂર્વક અર્પણ કરવામાં આવે છે.

—પ્રકાશક—

ॐ

॥ श्री अंबीकाय नमः ॥

# શ્રી અંબીકા ગરબાવળી

## ભાગ ૧ લો.

### આરાસુરી શ્રી અંબામાતાની આરતી.

જય આરાસુરી અંબા, મા જય આરાસુરી અંબા !
ત્રિલોકી વાન્છે ત્હારી (૨) પ્રતિદીન પરીક્રમ્માઃ-
જય જય જય અમ્મા ! -ટેક.
મા ત્હારી કૃપાથી શક્ર, સુરપતિ પદ પામ્યો (મા)
વિષ્ણુ તણો યશ જબરો (૨) જળ સ્થળમાં જામ્યો. જય૦ ૧
મા બ્રહ્મા ગ્રહી તુજ સાહ્ય, સૃષ્ટિ રહે સૃજતા (મા. આ.)
સુરજ ચંદ્ર શરણુ લઇ. [૨] તેજે જળહળતાં. જય૦ ૨
મા ત્હેં ત્રિપુરાસુર ત્રાસ. ક્ષણમાં સંહાર્યો, (અરે મા.)
માર્કન્ડેય શા મુનિનો, (૨) સાથ સહુ તાર્યો. જય૦ ૩
મહિશાસુર પાપી ત્હેં, રણવગડે રોળ્યો [અરે મા.]
જાલીમ જનનો જથ સૌ, [૨] રકતે રગદોળ્યો. જય૦ ૪
અધ્ધર ગ્રહ આકાશ, સૌ સત્તા ત્હારી મા; [૨]
શાસ્ત્રે સુચવી તુજને. (૨) યુગ યુગ અવતારી. જય૦ ૫
જ્યાં શ્રધ્ધા ભક્તિથી, શક્તિ સ્તવન થાયે (મા)
ભવ સંકટ સહુ ત્યાંથી [૨] પળમાં પ્રજળાયે જય૦ ૬
જ્યાં ચંડી ચારિત્ર, નિશદીન ઉચરાયે ( અહા મા. )
કુટુંબમાં ત્યાં કાયમ. (૨) આનંદ ઉભરાયે. જય૦ ૭
અષ્ટપદી અરચન આ નિત્યે ઉચરાયે (અરે મા.)
' ભાઇશંકર ' ત્યાં ભક્તો. (૨) સિધ્ધિ સકળ સ્હાયે. જય૦ ૮

## અંબાજીનો ગરબો. ૭

મારી માજી તો રમવા નીસર્યાં રે અંબા અલબેલી
માડી આરા તે સુરથી ઉતર્યાં રે ,,
માજી સિંહ ઉપર બેસી ચાલીયા રે ,,
જેણે હાથે ત્રિશુલ ભાલું ઝાલીયાં રે ,,
પહેર્યા સોળ શણગાર માએ શોભતા રે ,,
ડોકે હીરા મણીના હાર ઓપતા રે ,,
ખુબ શણગાર સજીને માજી આવીયા રે ,,
સાથે તેવ તેવડી બેનો લાવીયાં રે ,,
રમવા આવ્યાં રે મુજ ઘેર માવડી રે ,,
તેનાં ચરણ પખાળી ધોઉં પાવડી રે ,,
મારી માડીને રમવા વિનવું રે ,,
માને કાલા ઘેલાં ગીત સુણવું રે ,,
મા અર્જ સુણીને રમવા ઉતર્યાં રે ,,
સાથે દેવીઓ સહુ નિસર્યાં રે ,,
સહુ સાથે મલીને લીએ રાશ રે ,,
રાશ રમવાને માને હુલાસ રે ,,
તાલી પાડે ને નુપુર ખણખણ રે ,,
સાથે ઝાંઝરી માની જણ જણે રે ,,
માડી ઘુમે મંડપમાં જોરથી રે ,,
જેનો પડઘો પડે છે બહુ શોરથી રે ,,

પડઘો સુણીને દૈત્યો ભાગીયા રે અંબા અલબેલી.
શીવ સમાધી છોડી જાગીયા રે ,,
દશ દીગપાલતો ડગમગીયા રે ,,
ચંદ્ર તેજ કરીને જગમગીઆ રે ,,
વાયુએ આવીને પવન નાખીયા રે ,,
વરૂણે જળ લાવીને સામે રાખીયા રે ,,
માડીએ ખુબ રમીને જળ લીધાં રે ,,
સહુ સાથે મળીને પાન કીધાં રે ,,
પછી રમી જમીને સીધાવીઆં રે ,,
માને ચોખા કંકુથી વધાવીઆં રે ,,
માએ આશીષ દીધી પ્રેમથી રે ,,
તમે ભક્તિ કરો શુદ્ધ નેમથી રે ,,
માજી પ્રેમે નમું હું આપને રે ,,
માજી દુઃખ દારિદ્ર બધા કાપને રે ,,

## આરાસુરીનો ગરબો. ૮

આરા સુરમાં અંબા બીરાજે શોભાનો નહિ પાર. અંબે આરાસુરી
ડુંગરડામાં બેઠા હુલાસે શું કહું વર્ણન સાર ,,
ડુંગરડાની શોભા ઘણેરી ઝાડીનો ઝળકાટ ,,
ટેકરી ઉપર મંદીર સુંદર છે શોભાનો ચળકાટ ,,
પશ્ચિમ દ્વારે માજી બીરાજે સામે હવનના કુંડ ,,
હોમ હવન ત્યાં થાએ ઘણેરા મેદની જામે ઝુંડ ,,

સહુ સેવકને એટલું રે કહું છું, સેવા કરો ધરી પ્રેમ- ,,
અંબે વાલી સહાયજ કરશે, પુરશે સૌની નેમ- ,,

## અંબાજીનું આવાહન. ૫

દર્શનની મુને આશ, અંબા મુને દર્શન દીયોને;
દર્શનની અભિલાષ, અંબા મુને દર્શન દીયોને.

### સાખી.

સરસ્વતી માતને વિનવું, ગણુપત લાગું પાય;
અલબેલી આશા પુરજો, માના સાતે વાર ગણાય. અંબા૦
આદી તે અંબા માવડી, પુરજો મનની આશ;
સેવક સહુ ચરણે નમે, માનો આરા તે સુરમાં વાસ. અંબા૦
સોમે શણુગાર શોભતાં, ચરણા ચોથી સાર;
પાયે નુપુર ઠણુઠણે, માને અણુવટ વીંછીયા ચાર. અંબા૦
મંગળે માળા મોતીતણી, ધરી કંઠડે માળ;
કંકણુ રત્ન જડાવતાં, માડી દીસે છે ઝાકઝમાળ. અંબા૦
બુધે બાજુબંધ બેરખા, બીરાજે છે માય;
રૂમ ઝુમ કરતાં નીસર્યાં, માજી ગરબે રમવાને જાય. અંબા૦
ગુરૂએ ગરબો સોનાતણો, લીધો માએ શીર;
ફેર ફરે છે કુંદડી, માની સંગે છે બાવન વીર. અંબા૦
શુક્રે શોભા માતની, વર્ણવી નવ જાય;
જય જય શબ્દ ઉચ્ચારતા, માને પુષ્પની વૃષ્ટિ થાય. અંબા૦
શનિએ શક્તિ અંબીકા, થયાં સિંહ અશ્વાર;
રમી જમી સૌ ચાલીયા, ત્યાં તો વરત્યો છે જયકાર. અંબા૦

સાતે વારની વિનંતી, સુણજે અંબા કાન;
કાલા ઘેલા બોલડા, હું ગાઉં તમારા ગાન. અંબા૦
જયંત કહે કર જોડીને, હું છું તારો દાસ;
માનું અંબા એટલું, મુને રાખો ચરણની પાસ. અંબા૦

## અંબીકાનો ગરબો. ૬

દોની દર્શન દીન દયાલી, જગત જોગ માયારે
શીશ નામી સ્તવું બીરદાળી, જગત જોગ માયારે
ચંડી અંબા સ્વરૂપ માત તારૂં, જગત જોગ માયારે
પર્વ નવરાત્રીનું મને પ્યારૂ, જગત જોગ માયારે
કઈક દેવી સંગાતમાં આવી, જગત જોગ માયારે
લાલ ચુંદડી ત્રીશુળ લાવી, જગત જોગ માયારે
લઇ ખપ્પર દૈત્યો સંહાર્યા જગત જોગ માયારે
અખીલ વિશ્વોના ભાર ઉતાર્યા, જગત જોગ માયારે
મહાકાળી છો મંગલ રૂપે, જગત જોગ માયારે
રજની શરદોત્સવે રૂડી દીપે, જગત જોગ માયારે
શીવ બ્રહ્માએ ગુણ તારા ગાયા, જગત જોગ માયારે
જુગ જુગની તું મમ્માયા, જગત જોગ માયારે
નામ તારાથી ભુત પ્રેત ભાગે, જગત જોગ માયારે
ગગન ભેદી જય ધ્વનિ ગાજે, જગત જોગ માયારે
દળી પાયે 'ચંપક' ગુણ ગાયે, જગત જોગ માયારે
શરણે આવ્યાને સિધ્ધિ પમાયે. જગત જોગ માયારે

## શ્રી અંબાજીની સ્તુતિ. ૨

ડુંગરવાળી રે મોરી માત, અંબા દેવી દયા કરોને;
રાખોને સેવકોની લાજ, ભક્તો ભીડ હરોને—ડુંગર.

### સાખી.

ભગવત ભીડને ભાંગવા, સેવક સમ રે શક્ત;
રાખ્યો ભરોષો તુજપરે, બને તુજ વિના અશક્ત—અંબા.

દેવ ગયા છે ડુંગરે, પીર મકે કહેવાય;
અંબા પારો પ્રત્યક્ષ છે, સર્વ્ર જનમાં મનાય—અંબા.

વ્યભિચાર રહે વેગળો, ચોરી કદી નવ થાય;
કદી કરે કુકર્મ તો, સજા અંબા તરફથી થાય—અંબા.
શોક નહિ મા તુજ સ્થાનમાં, સુખની રેલમછેલ;
દર્શન દે મા સર્વને, સુખે મોકલ સૌને ઘેર—અંબા.

ગાયે ગુણ મા આપના, વળી નર્મદ કરી પ્રણામ;
થાતાં વિજોગ મા આપનો, માજી કરૂં હું પ્રણામ—અંબા.

## સ્તુતિ. ૩

મોરી અંબે બિરાજે પાડનમેં, પાડનમેં મયા ઝાડનમેં મોરી.
આરાસુરમાં અંબા બિરાજે, ભક્ત લડાવત લાડનમેં. મોરી૦
દેશ દેશકા સંઘજ આવે, માજીકુ રીઝાવત વાવનમેં. મોરી૦
નિશ્ચે મને નારાયણી સેવો, અચ્યાવર દેવે દાનનમેં. મોરી૦
દાસ દામોદર ચર્ણુજ ચાહત, બુદ્ધિ બઢાવો તેરે ધ્યાનનમેં. મોરી૦

## અંબાજીની સ્તુતિ. ૪

અંબે વાલી કર રખવાલી, સદા તું કરજે સહાય મારી અંબા માં૦

તારી માયાનો પાર ન પામું, ભલભલા અટવાય- „
બુધ્ધિ તું આપજે સહાય સારી, મનના મેલને કાપ- „
કામ ક્રોધ મદ મોહ તજાવી, શુદ્ધ બુધ્ધિ તું આપ- „
માયાનો નથી મોહ મને મૈયા, અવિચળ ભક્તિ આપ- „
નાટકીયા સૃષ્ટીનો મોહ તજાવી, દાસ કરીને થાપ- „
તારી કસોટી સહેવા તૈયાર છું, મુકું છું ખોળે શીશ- „
એટલું મનમાં યાચું છું મૈયા, માતા કરો નહિ રીશ- „
ટેક તારી મનમાં મને, અંબા તારી બધે છે ઝાલ- „
માર્કંડ જેવા સેજે ફસાયાં, જેણે જોયો પ્રલયકાળ- „
એટલું માડી કહું છું રે તમને, પાપ તું મારાં કાપ- „
માયાના મોહથી જાણે અજાણે, પાપનું રહે નહિં માપ- „
છોરૂ કછોરૂ જાણીને છોડજે, માફી દેજો આઇ- „
તારી માફી વીણુ બાલને અંબા, સૌ દેશે વિદાઈ- „
તારો છોરૂ જ્યારે વન વન ભટકે, તારી તો પત જાય- „
શરણાગતને તારજે રે અંબા, તારાથી ન તજાય- „
દાસની વિનતી જાણે અજાણે, સુણજે દઇને કાન- „
કરગરી તુજને કહું છું રે અંમા, શું કરૂં સનમાન- „
ફુલ નહિ તો ફુલ પાંખડી રે અંબા, માની લેજો આપ- „
દીન દયાળી ભોળી મૈયા, કષ્ટ તું સઘળાં કાપ- „

માન સરોવર માને ગમે તેમાં સૌ કોઈ ન્હાય અંબે આરાસુરી
માએ મહીમા કીધો ઘણેરો ન્હાવાથી દોષ જાય ,,
ઘીના તે દીવા બળે મંદિરમાં ઉડે અબીલ ગુલાલ ,,
નોબત નગારા વાગે છે ઘેરાં નાચે છે તારા બાલ ,,
તારે તે દ્વારે આવે છે બાળક કષ્ટ તું સઘળા કાપ ,,
રાતની શોભા દીસે અનુપમ માનવીનું નહિ માપ ,,
દર્શન કરવા માનવી રે ઉલટે ગીરદી ઘણી થાય ,,
આરતીના દર્શન અતિ સુંદર જય જય અંબેમાય ,,
ભાવી દુર્ભાવી ને દર્શન તું આપે વારા પછી વારંવાર ,,
તારી આગળથી ખસવું ન ગોઠે થયા પછી એક તાર ,,
લાજ તું રાખજે દાસ તણી મા જાણું નહિ કાંય જાપ ,,
સદા સેવકને રાખજે ચરણમાં દાસ કરીને થાપ ,,

## મહાકાળીની સ્તુતિ. ૯

કાલી ખપરવાલી તુજકો લાખો પ્રણામ
મહીષાસુરકો મારનવાલી, રક્ત બીજકો રોલીનવાલી-
શુંભ નિશુંભને હણનેવાલી, દેવકા ઉદ્ધાર કરનેવાલી-તુજકો
શિવકી સાથે રહેનેવાલી, રૂંઢમાલકો ધરનેવાલી-
દૈત્યકા રક્ત પીનેવાલી, ખડગ લેકર ફીરનેવાલી તુજકો
કાલ દંડકો ધરનેવાલી, પાપી જનકો દંડનવાલી-
પ્રલય કાળકો કરનેવાલી, શમશાન વિભુતિ ધરનેવાલી-તુજકો
ખુલ્લી જગ્યાએ ફીરનેવાલી, કાલ સ્વરૂપે રહેનેવાલી-
શરણાંગતકો પાલનવાલી, દાસકી રક્ષા કરનેવાલી-તુજકો

## મહાકાલીનો ગરબો.૧૦

દેવી દરશન દીધો ને માત કાલી રે પાવાગઢવાલી
તને નમું હું માત વાળી વાળી રે ”
માજી અનેક અસુર સંહારીયા રે ”
માજી માર્યો મહીષાસુર દૈત્યને રે ”
માર્યા શુંભ નિશુંભ ચંડ મુંડને રે ”
રક્ત બીજનું રૂધીર પીધું રે ”
ક્રોધ કરીને શીશ કાપી લીધું રે ”
માજી કાલ સ્વરૂપ તમે કાલી રે ”
માજી દૈત્યોને ત્રાસ દેવાવાળી રે ”
જ્યારે રૌદ્ર રૂપે થયાં માડી રે ”
દેવો ઝબકીને આઘા ભાગે રે ”
માનો તાપ તેને બહુ લાગે રે ”
તેણે મનમાં વિચારી વાત રે ”
હવે શાંતિ થશે કેમ માત રે ”
સૌ દેવો ગયા કૈલાસમાં રે ”
જ્યાં શીવજી બેઠા હુલાસમાં રે ”
શીવે જાણી વિચારી મન વાત રે ”
મહાકાલી કરશે ઉત્પાત રે ”
શીવ ઉઠી આવ્યા તત્કાળ રે ”
જોયાં કાલી કરાલી વિકાળ રે ”

જેણે હાંકી રૂધીરની નીક રે પાવાગઢવાલી
તેની સામે જવું નહિ ઠીક રે ”
જાણી સુક્ષ્મ રૂપે શીવ ચાલીયા રે ”
ધીરે ધીરે કાલી પાસ આવીયા રે ”
શીવ ચરણુ નીચે દબાવ્યા રે ”
માજી શીવને જોઇને દુભાયા રે ”
અરે કહેતાની સાથ જીભ કાઢી રે ”
શીવ ઉઠયા તુરત દાંત કાઢી રે ”
શીવ શક્તિ રૂપે મહાકાલી રે ”
વહારે ધાજે સદા તું દયાળી રે ”

## અંબાની સ્તુતિ. ૧૧

અંબે ખુબ રંમતી આજ અંબે ખુબ રંમતી આજ
સેંથા પુર્યો સીંદુરનો ને ટીલડી કરે ચળકાટ મૈયા ખુબ રમતી આજ
હીરા ચુની નાક માને હાર કરે ચળકાટ મૈયા ”
અંગે પહેર્યું પટોળું ને સુંદર શોભે ભાત ”
પગે ઝાંઝર પહેરીયાં ને માથે શોભે તાંત ”
છુટો મુક્યો ચોટલો ને જાણે વશીયલ નાગ ”
ફરે ફૂદડી ઘુમે મૈયા નોબત પુરે રાગ ”
નોબત વાગે જોરમાં ને ખુબ ચઢાવે સૂર ”
ચોસઠ બ્હેનો સામટી ને સાથે પુરે સૂર ”
માથે ગાગર લઈને મૈયા ખૂબ ઘુમે છે આજ ”
અંબેવાળી છે દયાળી દાસનું કરવા કાજ ”

## અંબાજીનું આવાહન. ૧૨

તમને લળી લળી લાગું પાયરે માત અંબા ભવાની આવે છે
ત્યાં આનંદ ઓચ્છવ થાયરે માત ,,
સાથે બહુચર વાળી આવેરે માત ,,
કુરકટ પર બેસી આવેરે માત ,,
અંબા સીંહ પર બેસી આવેરે માત ,,
કાળી શાંત સ્વરૂપ સાથે આવેરે માત ,,
ભવાની કુંદનપુરથી આવેરે માત ,,
સહુ બ્હેનો મળીને સાથે આવેરે માત ,,
સહુ સહુનાં વાહન લાવેરે માત ,,
છોડી અટપટ ઝટપટ આવેરે માત ,,
દઇ દોટ ને પુરપાટ આવેરે માત ,,
સહુ સોળે શણુગાર ધરી આવેરે માત ,,
માડી સુંદર પટોળાં પ્હેરી આવેરે માત ,,
તમે કરોને ધૂપ ને દીપરે માત ,,
કરો મંડપમાં ટાપટીપરે માત ,,
ઢાળો બાજોઠ મંડપની માંયરે માત ,,
મારી માડી આવે આનંદ થાયરે માત ,,
લઇ પુષ્પ ને વેણી કરોરે માત ,,
માની સેવા કરી લ્યો લ્હાવોરે માત ,,
અર્જ સુણીને દાસની આવેરે માત ,,

કામ દાસનું કરવા આવેરે માત અંબા ભવાની આવે છે
ભોળી મૈયા વાહરે આવેરે માત ”
સહું કષ્ટને કાપવા આવેરે માત ”
માડી ભોળી દયાળી આવેરે માત ”
સહુ બાળને સરખા રાખેરે માત ”
દુઃખ દારિદ્ર કાપી નાખેરે માત ”
માડી દાસની ભીડો ભાંગવારે માત ”
જાશે દાસ બીજે કયાં માગવારે માત ”
કામ દાસનું વેડફાઈ જાશેરે માત ”
માટે દયા કરીને વેલી આવરે માત ”
સહુ દાસની પર મ્હેર લાવરે માત ”

## બહુચર માનો ગરબો. ૧૩

નમું શારદાની માત (૨) વાણી આપો વીવેકથીરે લોલ
ગુણ ગાવા બહુચર માત (૨) હેત લાગ્યું અતિ ઘણુંરે લોલ
માડી સંખલપુર રાજ (૨) તેનો મહિમા અતિ ઘણોરે લોલ
માની વાગે બધે હાક (૨) સહુ હેતથી માને ભજેરે લોલ
જ્યારે દેવને પડી ભીડ (૨) ભીડ ભાંગવા માને ભજ્યાંરે લોલ
સુણી દેવની માયે અરજ (૨) ચાલ્યાં દૈત્યને સંહારવારે લોલ
લીધું ભમર ભાલું હાથ (૨) ખડ્ગ ચક્ર ને ગદા ધરીરે લોલ
લીધું ત્રીશુળ કરી કોપ (૨) દુષ્ટ દૈત્યને સંહારવારે લોલ
માયે મોટા કર્યાં કામ (૨) ડંકો વાગે ત્રિલોકમાંરે લોલ

માર્યાં મોટા મોટા દૈત્ય (૨) ચંડ, મુંડ અને શુંભનેરે લોલ
માર્યો મહીશ મોટો દૈત્ય (૨) રક્ત બીજને તેણે હણ્યોરે લોલ
ધરી કાલીકનું રૂપ (૨) દાટ વાળ્યો છે દૈત્યનોરે લોલ
પીધાં હેતથી રૂધીર (૨) માળા શીશની માએ કરીરે લોલ
માએ ધરી પ્રખર રૂપ (૨) અનેક દૈત્યને સંહારીઆરે લોલ
માએ દેવની ભાંગી ભીડ (૨) રાખી લાજ સહુ દેવનીરે લોલ
સહુ દેવ થયા ખુશ (૨) માને હેતથી વંદન કરેરે લોલ
માજી સહુને પુરે આશ (૨) કાપે દુઃખ આપે સુખનેરે લોલ
એવી ભોળી મારી માત (૨) રાખે લાજ સહુ દાસનીરે લોલ
ભજો ધરી એક ધ્યાન (૨) છોડી મોહ મમતા બધીરે લોલ
છોડી આળ ને પંપાળ (૨) ધ્યાન હેતથી માનું ધરોરે લોલ
જ્યારે થાશે એક તાર (૨) ત્યારે દીવ્ય જ્યોતિ જાગશેરે લોલ
ખુલ્યા પછી હ્રદય દ્વાર (૨) માજી સામને આવી ખડીરે લોલ
એવો માજીનો પ્રતાપ (૨) વંદન હેતથી કરૂંરે લોલ
માજી દાસની રાખો લાજ (૨) કરી સહાય તમે તારજોરે લોલ

## અંબાજીનો ગરબો ૧૪

દીઠાં ગરબે રમતાં અંબા સ્વપ્નાંતર મોઝાર
દીઠાં ગરબે રમતાં હીંગલા બહુચર બુટ બલાર સાથે દીઠાં૦
ચામુંડા ખોડીયાર સાથે દીઠા ગરબે રમતાં અંબા ”
દીઠાં ચોસઠ સંગે રમતાં, સ્વપ્નાંતર મોઝાર અંબા ”
વસ્ત્રાભુષણ અંગે ઘણાં મા ચુંદડી લાલ ગુલાબ અંબા ”

સેંથો પૂર્યો સીંદુર તણો મા ટીલડી તપે કપાળ અંબા દીઠાં૦
સોના તણો મુગટ છે માથે, કંઠે એકવળ હાર મા અંબા ,,
કંકણુ ચુડી શોભે હાથે, રત્ન જડીત અપાર અંબા ,,
કાંબી કડલાં નેપુર પાયે, ઝાંઝરનો ઝમકાર અંબા ,,
બાજુ બંધ ને બેરખાં બાંયે અણુવટ વીંછીયા ચાર અંબા ,,
સોના ગરબો શીશ લઈ ગાતાં, વર્ત્યો જય જયકાર અંબા ,,
શીર હસ્ત મુકી આશીષ દેતાં, વાધ્યો હર્ષ અપાર અંબા ,,
સીધાવ્યાં મા અંબા કેતાં સીધાવ્યાં, આંખ ઉઘડી કેતા ,,
દીઠા સીંહ અસવાર અંબા ,,
જાગ્યો મા કહી પુકાર પાડી, થયો ત્યાં પ્રાત:કાળ અંબા ,,
સત્ય કરો મુજ ભાવના પાડી, છો ઈચ્છા પ્રતીપાળ અંબા ,,
જયંત કહે મા બેઉ કર જોડી ચરણે રાખી ભવ તાર અંબા ,,
દેજો દરશન દાસને દોડી એટલી અર્જ ઉર ધાર અંબા ,,

## અંબાજીનો ગરબો. ૧૫

આનંદે ખેલ્યાં નવરાત, કહોને ક્યાં રમી આવ્યાં
રૂડા રંગે દીસે રખીયાત, કહોને ક્યાં રમી આવ્યાં—આનંદે
એકમને દીન આજ નવરાત આવ્યા જવારા વાવીને આગણું દીપાવ્યાં
તોરણુ ટોડલે બંધાવ્યાં હો માત રમવા પધારો—આનંદે
બીજે બીરદાળી બોહુચર બાળા, યંત્ર તંત્ર નવ જાણું મંત્ર માળા
લાગે મુજ નામ વીણુ ઠાલા હો માત રમવા પધારો—આનંદે

ત્રીજે ત્રીપુરા તુલજા ભવાની મીન લોચન આદ્યશક્તિ ગીરવાની
સેવે જ્ઞાની મુનિ ધ્યાની, હો માત રમવા પધારો—આનંદે
ચોથે ચતુરભૂજ દેવી ચામુંડા, લાગે મનોહર રૂપ પ્રચંડા
લીધું ખપ્પર હાથ દંડા, હો માત રમવા પધારો—આનંદે
પાંચમે પાવાગઢથી આવ્યાં કાલી, લઇ ગરબો શીર ધુમે મતવાલી
ચોસઠ સંગ લીયે તાલી, હો માત રમવા પધારો—આનંદે
છઠ્ઠે છત્રેશ્વરી તું છો છોગાલી, મહાલક્ષ્મી સરસ્વતી મહાકાલી
અનેક રૂપે એક ન્યારી, હો માત રમવા પધારો—આનંદે
સાતમે સીદવા હરસીદ્ધ હીંગુલા, ઓશીયાલો સદા બાલ ત્રીપુરા
માઈ મસ્તીમેં ચકચુર, હો માત રમવા પધારો—આનંદે
આઠમે અષ્ટ ભુજા દુર્ગા છો માવડી, ઝાલી પ્રીતે બાંચ તારો મુજ
રાખો સદા શીર છાંયડી, હો માત રમવા પધારો—આનંદે
નવમે નવ દુર્ગા અષ્ટ સાધ્વી, નવ નીધી હોમ હવન દાન દક્ષણા દીધી
આશીષ સૌએ માની લીધી, હો માત રમવા પધારો—આનંદે
દશમે દેવી ગયા દરબાર, રમ્યાં જમ્યાં સૌ પ્રીતે કંસાર
વરત્યાં ત્યાં જય જયકાર, હો માત રમવા પધારો—આનંદે
નવરાત ગરબો જે કોઇ ગાશે, પાપ પૂરવના પ્રલય થાશે
અંતે તે કૈલાસ જાશે, હો માત અંતે તે કૈલાસ જાશે હો માત
રમવા પધારો—આનંદે
કર જોડી જયંત ચરણે લાગે, દૃષ્ટીથી નવ કરશો આગે
લળી લળી તુજ પાસ માગે, હો માત રમવા પધારો—આનંદે

## રાસ રમતાં અંબાનો ગરબો. ૧૬

દીઠાં રાસ રમતારે અંબા, આરાસુર મોઝાર અંબા દીઠાં૦
દીઠાં રાસ રમતારે કાલી, હર્ષદ ને હીંગલાજ અંબા ,,
દીઠા રાસ રમતારે બાલા, તારા ત્રિપુરા સાથ અંબા ,,
બેનપણીનો સાથ ઘણો મા, ફરતાં ઘુમે રાસ અંબા ,,
તાલ મૃદંગની ધુન મચી મા, ફરતાં ઘુમે રાસ અંબા ,,
નુપુરનો ઝણકાર ઘણો મા, બંસીને વળી લેર અંબા ,,
મીઠાં વાગે બેન્ડ ઘણા મા, થાથક થઇ થઈ થાય અંબા ,,
તડાક તડ તડ તાલી પડે મા, ઢોલક વાગે જોર અંબા ,,
પુર છટ દોમ છટ તાલ પડે મા, નારદ નટ કટ ગાય અંબા ,,
વેણું બજાવે શારદા મૈયા, મયુર નાચે નાચ અંબા ,,
ડમરૂં ડાક બજાવે કાલી, ભૈરવ પુરે તાલ અંબા ,,
સીંહ કરે હોંકાર ઘણા મા, છુટા મુકી કેશ અંબા ,,
શીતલ મીઠી છાંય બની મા, ચંદ્ર ખીલ્યો આકાશ અંબા ,,
બેનપણી સહુ ખેલ્યાં હોંશે, આનંદી નવરાત અંબા ,,
દરશન કરવા હોંશ ઘણી મા, પુરો સૌની આશ અંબા ,,
મીઠી દ્રષ્ટિ આજ કરો મા, આશીષ દેતા જાવ અંબા ,,
મહેર કરીને શરણે રાખો, દાસને પાર ઉતાર અંબા ,,

## ગરબો. ૧૭

કોઇએ દીઠી રે કોઈએ દીઠી મારી માડીને રમતી કોઇએ દીઠી
બેનપણી સહુ સાથે મળીને આરાતેસુરમાં રમતી દીઠી
મારી માડીને કોઈએ રમતી દીઠી,

ખુશ ખુશાલ થઇ બેઠી હીંડોલે, ગબ્બર ઉપર ઝુલતી. દીઠી
મારી માડીને કોઈએ ઝુલતી દીઠી
પાવા તે ગઢ પર કાલીની સાથે, ભુતનાં ટોળામાં ભમતી દીઠી
મારી માડીને કોઈએ ભમતી દીઠી
સંખલપુરમાં બોચરની સાથે, ચાચર મધ્યે ખેલતી દીઠી
મારી માડીને કોઈએ ખેલતી દીઠી
દેવો તણાં કામ કરવાને માટે, ચંડી સાથે રણ ઘુમતી દીઠી
મારી માડીને કોઇએ ઘુમતી દીઠી
ચંડ મુંડ ને મહીષાસુર મોટો, તેને હણવા કોઈએ દોડતી દીઠી
મારી માડીને કોઈએ દોડતી દીઠી
મોટાં મોટાં કામ કરવાની આડે, નવરી નથી નવરી નથી
મારી માડીને કોઈએ નવરી દીઠી
દાસ તણી ભીડને ભાંગવા, દોડતી દીઠી રે દોડતી દીઠી
મારી માડીને કોઇએ દોડતી દીઠી

## અંબાજીનું આવાહન. ૧૮

કુમકુમ પગલે પધારોરે, અમ ઘેર આજ અંબા-
દીન દીવાળીનો આજ છે અંબા, પ્રેમ ધરીને પધારોરે
કૃપા કરીને માજી કારજ કરવા, અમ ઘેર આજે અંબા-કુમકુમ
સકળ સાહેલીઓ સહાય કરવા,
કુળ મંગળ સુધારોરે, અમ ઘેર આજ અંબા-કુમકુમ
અંબા ને બોચર કાલી કલ્યાણી,
અંબાઇ અન્નપુર્ણા પધારોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
નારાયણી નવ રજની મહાલી,
દશમે અમ ઘેર બીરાજોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ

કુમકુમ કેસર અબીલ ગુલાલે,
અગરચા ઉડાવીને રમાડોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
આનંદ ઓચ્છવ આજ હમારે,
પારણાં મહોલે બંધાવોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
બ્રહ્મા ને વિષ્ણુ શીવ સહુ પુજે,
સકળ મળીને તમ પારોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
વિપ્ર ભોજન માજી કરોને આંગણીએ,
આશીષ દેવા પધારોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
નાગર નવરા લોક નમે છે,
પ્રતિ પાલન પરવારોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ
અંબાને 'લાલ' વહાલથી સેવે,
સફળ થાએ જનમારોરે અમ ઘેર આજ અંબા-કુમકુમ

## હીમજામાનો ગરબો. ૧૯

શીવ શક્તિ તુજને નમું રે હીમજા, લળી લળી લાગું પાય શીવ૦
વાણી આપોને માત શારદારે હીમજા, ગુણ તમારા ગવાય "
સ્તુતિ જાણું નહિ તારીરે હીમજા, કાલાઘેલાં ગુણ ગાઉં "
બુદ્ધિ વિનાનો બાળ તારોરે હિમજા, તારા વિના ક્યાં જાઉં "
મહેર કરી બુદ્ધિ આપજોરે હિમજા, સુખેથી કરવા કાજ "
ગુણ ગાવા ઇચ્છા થઇરે હિમજા, પ્રેમ થકી મન આજ "
તારા પ્રતાપે સૌ થરથરે હિમજા, ત્રણે દેવો ગુણ ગાય "
જાવાના કોડ તમને થયારે હિમજા, દક્ષતણાં યજ્ઞ માંય "

આપે તેડું નહિ મોકલ્યુંરે હિમજા, કરો મનમાં શું વિચાર શીવ૦
સતિએ શીવને વિનવ્યારે હિમજા, જાવા થાઓ તૈયાર "
તેડા વિના ન જવાયરે હિમજા, શીવે કહ્યું તે વાર "
જોઇ વિચારી મના કરીરે હિમજા, જાવા તે યજ્ઞ મોજાર "
હઠ કરી સતી બોલીયાંરે હિમજા, જાતાં તે કેમ રોકાય "
શીવ વદ્યા વિચારીનેરે હિમજા, તેડા વિના કોણ જાય "
થાશે અનિષ્ટ કાંઈ યજ્ઞમારે હિમજા, નથી તમારૂં ત્યાં કામ "
જવા થકી વિઘ્ન આવશેરે હિમજા, લેશે તમારૂં નામ "
સતીએ શીવને વિનવ્યારે હિમજા, નક્કી જવાની હામ "
આદ્ય શક્તિ હું કાલીકારે હિમજા, દુર્ગા છે મારૂં નામ "
જાવા વિચાર નક્કી કર્યોરે હિમજા, કરીશ રૂડું કામ "
વિનવિશ હું મમ તાતનેરે હિમજા, કીધું છે બુરૂં કામ "
શીવે જાણ્યું દેવી દુભાયાંરે હિમજા, દીધી તેને વિદાય "
ગણુને તે સાથે મોકલ્યારે હિમજા, નક્કી વિઘ્ન ત્યાં થાય "
નંદી ઉપર બેસી ચાલીયાંરે હિમજા, આવ્યા છે માતાની પાસ "
સતીને માએ સમજાયાંરે હિમજા, કરીને મન હુલાસ "
ગંભીર ભુલ મમ તાતનીરે હિમજા, શીવજી વિના કરે કામ "
શાંતિ તમે નહિ છોડશોરે હિમજા, મનને આપો વિરામ "
ક્ષોભ કરી મનમાં સમીરે હિમજા, ગયાં છે દક્ષની પાસ "
તાતે તેને ન બોલાવીયાંરે હિમજા, મુકયો મનમાં નિશ્વાસ "
ક્રોધ કરી સતી બોલીયાંરે હિમજા, દુષ્ટ બુદ્ધિ થઇ કેમ "
શીવ શક્તિને નહિ નોતર્યારે હિમજા, શું છે તમારો નેમ "

અવળી બુદ્ધિ તાત તાહરીરે હિમજા, યજ્ઞમાં વિઘ્નજ થાય શીવ૦
તાતે સુણી તરછોડીયાંરે હિમજા, સતીનો કોપ ન માય ”
આસન નહિ જ્યાં શીવ તણુંરે હિમજા, ત્યાં તે કેમ રેવાય ”
અગ્નિ પ્રદિપ માને થયોરે હિમજા, તે કેમ જીરવ્યો જાય ”
માએ ધર્યું રૂપ આકરૂંરે હિમજા, કરવો જાણે પ્રલયકાળ ”
સતી તે હોમમાં સમાયારે હિમજા, ગણ થયા વિક્રાળ ”
શીવજીને મનમાં ઉગીયુંરે હિમજા, નક્કી કાંઇ અનિષ્ટ ”
ત્રીજું તે લોચન ખોલીયુંરે હિમજા, દેવા તે દક્ષને કષ્ટ ”
કોપ કરી શીવ આવીયારે હિમજા, રૂપ ધરી વિક્રાળ ”
તાંડવ નૃત્ય શિવે કર્યુંરે હિમજા, દક્ષનો કીધો કાળ ”
માને દુભિને કોણ જીતીયુંરે હિમજા, કરે તે સૌને જેર ”
હેત કરી માને ભજોરે હિમજા, કરશે તે લીલા લેર ”
દાસ તારો તને વિનવેરે હિમજા, જાણું નહિ કાંઇ જાપ ”
ભુલો ઘણી હોય માહરીરે હિમજા, સુધારી લેજો આપ ”
ગુણ ગાવા મરજી થઈરે હિમજા, બુદ્ધિ નથી મુજ માઈ ”
કાલા ઘેલા ગુણ ગાઉંરે હિમજા, માફ કરો મુજ આઇ ”

---

## ભવાનીમાનો ગરબો. ૨૦

પડવે તે પ્રગટયાં પાવે ભવાનીમા

માને ભજે સહુ ભાવે ”

બીજે તે બોચર બાળી ”

નમો તમે વાળી વાળી ”

ત્રીજે ત્રીપુરા માવડી ”

તેની પુજોને પાવડી ”

ચોથે ચંડી મહાકાલી ”

ભીડો ને ભાંગવા વાળી ”

પાંચમે તે પાવન કીધાં ”

અમને તે દર્શન દીધાં ”

છઠે તે ચાચર ખેલ્યા ”

દૈત્યોને રણમાં ઝાલ્યા ”

સાતમને શણગાર તારો ”

આશીષ દઇને ઉગારો ”

આઠમે હોમ હવન થાય ”

શ્રીફળ ઘણેરા હોમાય ”

નવમે તે નિવેદ કીધાં ”

હેતે કરીને વધાવી લીધાં ”

દશમે તે રાવણ રોળ્યો ”

ત્રીશુળ લઇને તોળ્યો ”

દૈત્યોને રણમાં રોળ્યા ભવાનીમા
ખપર લઇને ખોળ્યા ”
વીણી વીણીને ઘાણ વાળ્યો ”
ચંડ મુંડ ચપટીમાં ચોળ્યો ”
માર્યો મહીષાસુર મોટો ”
દઇ ને રણમાં દોટો ”
દેવોનાં કામ ઘણાં કીધાં ”
આશીષ સહુને દીધાં ”
તમે જગત જોગ માયા ”
ગુણ તારા તો ગવાયા ”
'કેશવ' દાસ તમારો ”
દાસ થાપી ને ઉગારો ”

## અંબાજીનો ગરબો. ૨૧

ભજું ભવાની નીત્ય ભાવે હો માત આશીષ દોને
ટકવાને ધ્યાન મારૂં અંબાને, વીનવું હું રોજ રોજ અંબાજી માને,
કહેતાં શરમાવ હવે માને, હો માત આશીષ દોને–ભજું ૧
સમાવાં દુઃખ દાસના હો માડી, હેતે વધારો તમે દાસનીરે વાડી,
વહાલ કરીને જોને દાડી, હો માત દર્શન દોને–ભજું ૨
લાજ તું રાખવા વેલીરે આંવજે, અમીરસ નાખી અમને ભીંજાવજે,
લક્ષમાં રાખી અંબા આવજે, હો માત આશીષ દોને–ભજુ ૩
લળી લળી પાય લાગું તને માડી, દુઃખ દારિદ્ર નાખો ઉડાડી,
ક્ષમા કરોને મારી માડી, હો માત, આશીષ દોને–ભજું ૪

મીઠી નજરનાં તરસ્યાં છે બાળો, રાખી શરણમાં સહુને પાળો
શંકાનાં સ્થાન બધાં ટાળો, હો માત આશીષ દોને–ભજું ૫
કહેવું હવે શું તમને માડી, આશ અંતરની સમજો છો માડી
રહેમ કરી તાર હવે માડી, હો માત આશીષ દોને-ભજું ૬
નાનાશા બાળની વિનંતી સુણીને અર્જ બરાબર ધ્યાનમાં આણીને
ઝટ દઇ સુણજે વાણી, હો માત આશીષ દોને–ભજું ૭
યંત્ર તંત્ર હું કોઇ ન જાણું તુજ નામ વીણ કંઇ મનમાં ન આણું
અંબાના નામને વખાણું હો માત આશીષ દોને–ભજું ૮
બાળક તારે શરણે આવે મનમાં છે હેત ઘણું ઉમંગ લાવે
અંબાને હેતથી વધાવે હો માત આશીષ દોને–ભજું ૯

## મહાકાલીનો ગરબો. ૨૨

દરશન દીઓને દયાળી, હો માત વેલા પધારો.
હેતે ભજું માત કાલી, હો માત વેલા પધારો. ૧
અંબાને બોચર હરસદની સંગે, તારા ત્રિપુરાની સાથે ઉમંગે
વેલા પધારો જગદંબે, હો માત વેગા પધારો. ૨
રૂપ પ્રચંડ તમારૂં નિહાળું, ખુલા મુકીને કેશ આવતા હું ભાળું
ચક્ષુ હું લાલ તારાં ભાળું, હો માત વેલા પધારો. ૩
અંગારા આગના વરસે છે આંખમાં, મસ્તક દૈત્યનાં તારી છે કાખમાં
લોટો છો માત તમે રાખમાં, હો માત વેલા પધારો. ૪
સ્મશાને તારો વાસ છે હો કાલી, કાળો સ્વરૂપે રહે મતવાલી
સંગે રમે છે માત બલી, હો માત વેલા પધારો. ૫

ખપર લઈ ખુબ ખેલને ખેલો, દૈત્યના શીશને પગથી ઠેલો
હાંકો રૂધીરની રે નીકો, હો માત વેલા પધારો. ૬
દૈત્યોને હણવાનો શોખ ઘણો મા પીવા રૂધીર તને હરખ ઘણો
દૈત્યોની લાણી લણોમા, હો માત વેલા પધારો. ૭
ડમરૂ ને ડાક માજી વાજીંત્ર તારા, લીધાં ખડ્ગ દંડ આયુધ સારા
તેથી દીસો છો તમે ન્યારા, હો માત વેલા પધારો. ૮
અર્જ તું સુણજે દાસની આજે, વેલીરે તું આવજે વાજે
આશીષ દેવાને કાજે, હો માત વેલા પધારો. ૯
દાસ તારો તને શરણે નમે છે, આવીને તારા પગમાં પડે છે
નીત્ય તારા નામને જપે છે, હો માત વેલા પધારો. ૧૦
આશીષ દઈ માત અમને ઉગારો, હોડી આ દાસની પાર ઉતારો
શરણે રાખીને તમે તારો, હો માત વેલા પધારો. ૧૧

## અંબાજીનો ગરબો. ૨૩

આજે ઉદય થયો ભાણુ (૨) અંબા આવ્યાં મુજ મંદીરેરે લો.લ
ધરી શોળ શણગાર (૨) મુગટ હેમની શીરે ધરીરે લોલ—આ. ૧
કનક કુંડળ ધરી કાન (૨) હીરા હાર મોતી તણારે લોલ
વળી દીસે સુંદર (૨) તંત ઝાલ અને ઝુમણુંરે લોલ—આ. ૨
નેપુરના ઝાંઝરીની સાથ (૨) શોભે અણુવટ વીંછીયાંરે લોલ
વેણી પેરી છે શીશ (૨) હાથે કંકણુ હેમનાંરે લોલ—આ. ૩
આવ્યાં માજી કરી જોર (૨) આનંદ વર્ષ્યો અતિ ઘણો રે લોલ
હું તો ભુલ્યો માડી ભાન (૨) ધુન અંબાના નામની રે લોલ—આ. ૪

માજી કરવા સેવા મન (૨) સાથે ધરવા મેવા ભાવથીરે લોલ
ફરૂં આમ અને તેમ (૨) બની હર્ષ ઘેલો માવડી રે લોલ આ–૫
એક મુકી બીજું જોઉં (૨) બધે આપરૂપ ભાસતું રે લોલ
નથી કોઈ એવી ચીજ (૨) વીનાં આપનાં સ્વરૂપનીરે લોલ આ–૬
માજી ઘેલો કર્યો આજ (૨) મન મારૂં ગોટે ચડયુંરે લોલ,
હવે સાંભળ્યું મન માંય (૨) હજી ચીજ મુજ પાસે છેરે લોલ આ–૭
બે હસ્ત ત્રીજું શીશ (૨) માને ધરવું બાકી રહ્યું રે લોલ;
ધરૂં હેત કરી:આજ (૨) માજી વંદન સ્વીકારશોરે લોલ આ–૮
મુકી હસ્ત મુજ શીશ [૨] તમે દિવ્ય ચક્ષુ ખોલજોરે લોલ,
જેથી ભવની ભાંગે ભીડ (૨) ટળે દોષ તુજ દાસનારે લોલ આ–૯
માજી એટલું માગું આજ (૨) જ્ઞાન આપજે રૂડું મને રે લોલ
જેથી ઓળખું તને માત (૨) અને મોહ મમતા ટળેરે લોલ આ–૧૦
એવી સુણી મારી અર્જ (૨) ભક્તિ આપજે તું દાસને રે લોલ,
માજી એવી કરી રહેમ (૨) તારા દાસને સંભાળજેરે લોલ. આ–૧૧

## અંબાની ચુંદડી. ૨૪

[ રાગ ધોળ. ]

માની ચુંદડીનો રંગ લાલ અંબામાની ચુંદડી.
તેને ફરતી છે ઘુઘર માલ " ૧
માંહી બુટા ભર્યા લાલ ભાત "
કરૂં ચુંદડીની શી વાત " ૨
જીત્યા બ્રહ્માંડ ચૌદે માય "
જેના ગુણ ત્રણે લોક ગાય " ૩

દીસે ઘુઘરીમાં તેત્રીસક્રોડ અંબામાની ચુંદડી.
તેની ક્યાંઇ મલે નહિ જોડ " ૪
વચ્ચે શિવને શક્તિ વીરાજે "
તેનો ૐકાર રૂપે વિરાજે " ૫
શિવ બ્રહ્મા વિષ્ણુ ગુણ ગાય "
જેની શક્તિ બેઠી છે માંય " ૬
તેની શોભા તણો નહિ પાર "
માને શોભે સોલે શણગાર " ૭
માડી હોંશે ઓઢે ભલી ભાત "
પહેરી ખુશ ખુશ થાય માત " ૮
માની ચુંદડી ગાસે ધરી પ્રેમ "
તેની અંબા પુરશે નેમ " ૯

## આઈ ખોડલનો ગરબો. ૨૫

આઇ ખોડલ બીરાજે બડે આનંદસે,
બડે આનંદસે પરમાનંદસે........... આઇ
તાતણી એ તે માત બિરાજે, સેવક સોબત આનંદસે....આઇ
રવી મંગલ કો મેદની હોવે, લાપસી બનાવત આનંદસે....આઇ
આઇકો ભોગ ધરત સહુ, મઇઆ ખોડલ લેતી આનંદસે....આઇ
આશા સબકી પુરણ કરતી, મોજ કરાતી આનંદસે....આઇ
સબ બચ્ચાકો લાડ લડાતી, મેરી મૈયા ભોલી આનંદસે....આઇ
શરણાગતકો સહેજે બચાતી, સબકો ચાહતી આનંદસે....આઇ

—o—

## ગરબો. ૨૬

માજી આવ્યો હું તારી નીશાળ, અંબા મોરી આનંદકારી
માજી બાલની લેને ભાળ અંબા મોરી ”

**સાખી.**

મહેલ રચ્યો માટી તણો, માંહી કરવા દસ દ્વાર;
જ્યોત વિનાને કારણે, માજી દીસે ઘણો અંધકાર...અંબા,

મન અભીમાની રાજવા, તેમાં વળી અંધકાર;
આડો અવળો આથડે, માજી તેની કરોને વ્હાર....અંબા

આ ભવસાગર દોહીલો, પુરે નહિ કોઇ સાથ;
હોડી તારા નામની, માજી સુકાન રાખજો હાથ...અંબા.

જડ જંગલ વેરાનમાં, એકલ અટુલું ઝાડ;
પવન ફુંકે પુર ધારમાં, માજી તેને તો ટેકો લગાડ....અંબા

જીવન કંટક રાહ છે, વીકટ રસ્તા અપાર;
પથીક સંકટ ભોગવે, માજી તેનો તું એક આધાર....અંબા

બાલ ફસાણો જાલમાં, માજી તેનાં તમે રખવાલ;
માગું માજી એટલું, આપ ભક્તિ તુજ બાલ....અંબા

ભક્તિ કરવા તાહરી, માજી, કરોને દાસ પાવન;
સેવક તુજ ચરણે પડયો, વળી વળી કરે નમન....અંબા

---

## ગરબો. ૨૭

(રાગ—રંગમા રંગમા રંગમારે, બાળી બહુચર ખેલેમા રંગમા.)

આવજો આવજો આવજોરે, અંબા વ્હારે વેલા વેલા આવજો.
બાલા ત્રીપુરા ને કાળીની સંગે, વેલા વેલા તમે આવજોરે—અં૦
બાળક તારો કરગરી વીનવે, ઉરમાં દયાને લાવજોરે—અં૦
ભુલચુક હોય તે માફ કરીને, વેલા આવીને ઉગારજોરે—અં૦
કાલા ઘેલા તુજ બાળનુંરે માડી, મનમાં કશું ન લાવજોરે—અં૦
હુંછુંરે મુરખ હુંછુંરે પામર, શરણે રાખીને બચાવજોરે—અં૦
ભોળા તમે છો માવડીરે અંબા, સ્નેહભરી નજરે નીહાળજોરે—અં૦
અભણ અણઘણ બાળને અંબા, હેત કરી આશરો આપજોરે—અં૦
સુખ દુઃખ કેરો તડકો ને છાંયડો, દર્શન દઇને ભુલાવજોરે—અં૦
ભવસાગરમાં ડુબીરે હોડી, સુકાન લઇ તમે તારજોરે—અં૦
સ્હાય કરવા તમે વેલેરા માવડી, આવી ભવબંધન ટાળજોરે—અં૦
દાસની વિનતી હેતે કરીને, સુણીને વેલા પધારજોરે—અં૦

## અંબીકાની ગઝલ. ૨૮

આરાસુર અંબીકા રહેના, સુશોભીત હોતો અઇસા હો;
દીયે આનંદ સબ જનકો, મનોહર હો તો અઇસા હો.
જમાયા રાજ અંબાને, બહુત હી મોજમે આકર;
દીયે આશીષ સબ જનકો, દીલાવર હો તો અઇસા હો.
વણીક કા નાવ જબ ડુબે, સુની હે દાદ અંબાને;
ચલીહે સહાય કો અંબા, દયા કર હો તો અઇસા હો.

ચરાઈ ગાઈ અંબાકી, ગોવાળે કુછ નહિ લેકર;
દીયા હે દામ અંબાને, કૃપા કર હો તો અઇસા હો.
લીયા જબ રાજ્ય દૈત્યોને, દેવનકો ત્રાસ દે દે કર;
સુની હે દાદ અંબાને, દયાળી હો તો અઈસા હો.
મહીષ જબ સામને દેખા, લઈ ચંડ મુંડ કો સાથે;
નીકંદન દૈત્ય કા કીયા, ભયંકર હો તો અઇસા હો.
ભવાની માત હે અઈસી, બચાને વાલી સબજનકી;
બચાવો અંબે કેશવ કો, દયાળી હો તો અઇસા હો.

## અંબાનો ગરબો. ૨૯

અંબા બૌચર સાથે મળીને, પધારો મુજ ઘેર—અંબા આવોને
આસો સુદ અજવાળી છે સુંદર, કરવા તે લીલા લ્હેર ”
મંડપ તારો કર્યો અનુપમ, બાજોઠ ઢાળ્યા માંય ”
તોરણુ લીલાં બાંધ્યાં ઘણેરાં, ચાકલા બાંધ્યા માંય ”
તારા વિના દીવા ઝાંખા બળે છે, આવીને ચલકાય ”
પુજાને માટે ફુલ રાખ્યાં છે, ધુપ કરૂં તને આય ”
કુમકુમ તારે માટે ઘોળ્યો છે, કરૂં ચંદનની આડ ”
બ્હેનપણી સૌ સાથે મળીને, આવો તો માનું પાડ ”
દાસ તારો તને અર્જ કરે છે, મંડપમાં સંકડાસ ”
રમતાં તને જે સાંકડ પડશે, ઉભો હું કરજોડી પાસ ”
બાલક તારા દર્શનની રાહે, તલસી રહ્યા મનમાંય ”
ભૂલચુક હોય તો માફ કરજે, બાળક બહુ હરખાય ”

માનવી કેરી ભુલ ઘણેરી, ઘડીએ ઘડીએ થાય અંબા આવોને
દીલ દીલાવર રાખજોરે, મૈયા બીજું તે શું થાય ”
છોકરા થઈ અમે છુટીરે જશું, માથી ન છુટાય ”
કરગરી તને વિનવુંરે અંબા, ધીરજ અમારી જાય ”
દાસ તણા સમ તમનેરે અંબા, વેલી વેલી આવ ”
ભર દરીયે આ નાવ તરે છે, લઈ જા કાંઠે નાવ ”
આ ભવસાગર તરવો મુશ્કીલ, તારા વિના ન તરાય ”
આવર્ણ ઉપર આવર્ણ આવે, મન મારૂં મુંઝાય ”
ઝાઝું હવે તને કાંઈ નથી કહેવું, મન માને તો આવ ”
મહીમા તારો વધશે ઘણેરો, લેવા દેને લાવ ”
બાલક તારો કરગરી કહે છે, કરને લીલા લ્હેર ”
શરણાગતને રાખજે શરણમાં, રાખજે પુરી મહેર ”

## ગરબી. ૩૦

રંગે રમે આનંદે રમે, આજ નવદુર્ગા રંગે રમે
આદીત્યે આવ્યા અલબેલી, મંડપમાં મતવાલી ભમે ”
સોળે શણગાર માને અંગે સોહાવે, હીરલા રતન માને અરૂણ સમે ”
મંગળવારે માજી બેઠાં ઉમંગમાં, ચાંચડ આગળ ગરબે રમે ”
બુધવારે માજી ગોખે વિરાજે, રાસ વિલાસ માને ગાયો ગમે ”
ગુરૂવારે માજી ગરબે રમે છે, ચંદન પુષ્પ તે માને ગમે ”
ભ્રગુવારે માજી ભાવ ધરીને, બ્રાહ્મણ જમે તે માને ગમે ”
શનીવારે માજી સહાય ધરીને, ભીક્ષા ભોજન માને ગમે ”
વલ્લભ કહે માને ભાવે ભજોને, રાસ વિલાસ માને ગાયો ગમે ”

## ગરબી. ૩૧

અંબા આરાસુરીને અમે જાણીયેરે,
બાલી બૌચરની માને વખાણીયેરે અંબા૦
માડી બેઠી બીરાજે આરાસુરમાંરે,
જ્યાં નોબત વાગે બહુ સુરમાંરે ”
માજી બેઠા છે શોળ શણુગારમાંરે,
જ્યાં ભભકે છે ધૂપ પૂર બહારમાંરે ”
માજી જ્યોત બળે છે ચોગાનમાંરે,
જ્યાં નાચે છે બાળકો તાનમાંરે ”
માજી જોઇને ખુશ ખુશ થાય છેરે,
તે સૌને આનંદ ઉભરાય છેરે ”
જેમ નાચે તેમ તેમ ભાન ભુલતાંરે,
સાથે હૃદયનાં દ્વાર સૌ ખુલતાંરે ”
માડી આવીને દીવ્ય ચક્ષુ ખોલતાંરે,
ખુલ્યાં સાથે સૌ અંબે અંબે બોલતાંરે ”

## જગદંબાનો ગરબો. ૩૨

જગમાં જગદંબા મોટી કે માનો પૃથ્વી માંય હોય
ગરબે ગવરી રમે રે લોલ.
માજી મારી સોળ ધર્યા શણગાર ચીર સાળુ ઝાંઝરનો ઝણકાર
પાયે ઘુઘરાનો ઝમકાર.
માજી મારી નવ દહાડા નવરાત, ચાદર ખેલે જે ભલી ભાત
સૌ બેની તેડાવી છે સાથ, ગરબે ગવરી રમે

માજી મારી કેડે હેમનો હાર, કાને કુંડલનો ઝબકાર
માજી મારી તેજ તણો અબાર, ગરબે ગવરી----
માજી મારી રુમ ઝુમ કરતાં જાય, સર્વે સાહેલીયો ગરબા ગાય
શું કહું ચાચરની શોભાય, ગરબે ગવરી-----
માજી મારી સાળું કસબી કોર, મણી મુગટ પર ટહુકે મોર
માજી મારી દાનવ માયા જોર, ગરબે ગવરી----
માજી મારી સુર તણો સરદાર, જગમાં મહીમા અપરંપાર
માજી મારી નોધારાના આધાર, ગરબે ગવરી-----
માજી મારી બહુચર માની સાથ, ચાચર ખેલે તાલી લે હાથ
વધાવે ચૌદ ભુવનનો સાથ, ગરબે ગવરી----
માજી મારી રમતાં વાધ્યો રંગ, અલબેલી ચાલે છે ઉછળંગ
જડાવ ગરબો ગાવે આનંદ, ગરબે ગવરી રમે રે લોલ.

## અંબાજીની ગઝલ. ૩૩

તેરે ચરણો મેં રખ માતા, સદા ગુણ તેરે હી ગાતા—ટેક.
તેરે દર્શનકે પ્યાસે હમ, સદાયે મસ્ત રેહતે હૈ
તેરે હી નામ પર અંબે, તન ધન અર્પ દેતે હૈ—તેરે
ગબડ પર સ્થાન તેરા હૈ, મહા વિખ્યાત ઓર ભારી,
આતે હૈ લોક હજારો, તેરે દર્શનકે પુજારી—તેરે
તેરે મંદીરકી શોભા, અજબ છાઈ રહી સુંદર,
ચાંચળ ચોક કે અંદર, હવન તો ખુબ હોતે હૈ—તેરે
ધજાઓ ફરતી હૈ સુંદર, તેરે મંદીરકી ઉપર,
'ચંપક' કો રાખ દીલ અંદર, ગજબ માયા દીખાતી હૈ—તેરે

## અંબામાનો ગરબો. ૩૪

જપું જપ માળા નીત્ય તારી—હો માત દર્શન દ્યોને
ધ્યાન હૃદય નિત્ય ધરીએ તારૂં—હો માત દર્શન દ્યોને
યંત્ર મંત્ર જંત્ર તંત્ર કશું નવ જાણું
સંધ્યા પુજા વળી અઢારે પુરાણે
સૌએ તુજ નામમાં સમાય—હો માત દર્શન દ્યોને
તીન લોચન અંબા અધ્ય છો ભવાની
ભાવે ભજું બહુચર બીરદાળી
અકળ કળા ન પીછાણી—હો માત દર્શન દ્યોને
લાગ્યો છે રંગ કરવા ભજન તારૂં
માગું વચન મન શુદ્ધ કરો મારૂં
ધ્યાન હૃદય નિત્ય ધારૂં—હો માત દર્શન દ્યોને
લાહે તુજ નામ તણી મને લાગી
જોયું સ્વપ્નાંતર માતો જાગી
ભ્રમ હીવ ગઈ છે સૌ ભાગી—હો માત દર્શન દ્યોને
મહાલક્ષ્મી સરસ્વતી મહાકાલી
ભાવે ભજું બૌચર બીરદાળી
નાખો સૌ સંકટ ટાળી—હો માત દર્શન દ્યોને
ઓશીયાળો રહે અંબા એક તારો
કર ઝાલીને મૈયા પાર ઉતારો
થાય સફળ જન્મારો—હો માત દર્શન દ્યોને

ઝાલી છે બાંય અંબા દે શાને છોડી
ડુબતી તારો ભવસાગરેથી હોડી
જાશો ક્યાં હવે તરછોડી—હો માત દર્શન દ્યોને
લાલ જયંત કહે બેઉ કર જોડી
ભવ બંધન મારાં નાખોને તોડી
દર્શન દીયોને હવે દોડી—હો માત દર્શન દ્યોને

## બહુચર માનો ગરબો. ૩૫

( રાગ માંડ )

ગરબો રમોને બાલા બહુચરમા (૨) શરદ પુનમની રાતરે (ગરબો)
ગરબે રમવાના અમે આમંત્રણ આપીયાં (૨) „ „
શરણે આવેલાના દુઃખ મા કાપીયાં (૨) „ „
હલકે હાથે તો માડી તાલી વગાડ જો (૨) „ „
સુરીલા કંઠથી ગરબો ગવરાવજો (૨) „ „
ભારતના ગૌરવમાં તેજ મા સમાવ્યું (૨) „ „
ભક્તોના હૈયામાં સ્થાનમાજ આવ્યું (૨) „ „
સુંદર શણગાર તમે અંગે સજાવજો (૨) „ „
આનંદ હૈયાને હેલે ચઢાવજો (૨) „ „
ચેતન ચીનગારીઓ અમમાં ઉભરાવજો (૨) „ „
સેવકના દીલડામાં ભક્તિ પ્રગટાવજો (૨) „ „
ગરબે ઘુમવાને માડી વહેલા પધારજો (૨) „ „
સાતે સહીયર માજી સાથે તમે લાવજો (૨) „ „
કંકણને કંકુ મુજ અવિચલ તમે રાખજો (૨) „ „
કોકીલ વર અંતરની આશીષ વરસાવજો (૨) „ „

# જુનાણા ધામનો ગરબો. ૩૬

ધામ છે ધામ છે ધામ છે રે વ્હાલા
જુનાણુ જાત્રાનું...........ધામ છે
ઠામ છે ઠામ છે ઠામ છે રે વ્હાલા,
ઠરવાનું........સુંદર...........ઠામ છે એ ટેક.

જગમાલ ચોકમાં, શોભા શી શીવની,
**નિલકંઠ** નિર્મળ....નામ છે રે વ્હાલા—જુ૦ ૧

ગોરી તળેટી ને, કુંડ દામોદરે,
**ભવનાથ** ગુણના....ગ્રામ છે રે વ્હાલા—જુ૦ ૨

પ્હેલી ટુંકે પોતે જૈની તિર્થંકર,
**નેમીનાથ** રંગે....શ્યામ છે રે વ્હાલા—જુ૦ ૩

**ગૌમુખ** આવતાં ત્યાં અંબાજી ઓપતાં,
ભારે ભક્તોને, જેની હામ છે રે વ્હાલા—જુ૦ ૪

**ગુરૂદત્તાત્રય,** આપે જ્યાં ઓપતા
રચના જેની, આઠે જામ છે રે વ્હાલા—જુ૦ ૫

સાતમી ટુંકે, માત મહાકાળી શોભતાં,
તપશીનાં, ત્યાં વિશરામ છે રે વ્હાલા—જુ૦ ૬

આહા—**ગીરનાર** તારી શોભા શી વર્ણવું,
**ચંપક** સદા......નિષ્કામ છે રે વ્હાલા—જુ૦ ૭

---

## ગરબો. ૩૭

**( આશા ભર્યા અમે આવીયા—એ રાગ. )**

મા નવરાત્રીની શુભ રાતડીને, મા સમરૂં તમારૂં નામ રે;
અંબા અલબેલી રે. ૧

મા ધૂપ દીપમાળા મઘમઘે એ, શોભાનો નહી પાર રે;
અંબા અલબેલી રે. ૨

મા ઢોલ શરણાઈ વાજતીને, માને પુષ્પની વૃષ્ટિ બહુ થાય રે;
અંબા અલબેલી રે. ૩

મા માનવ મેદની શી મળીને, મા રોશની ઝાકઝમાળ રે;
અંબા અલબેલી રે. ૪

મા ભક્તોની ભીડ ભાંગતા રે, હઈડાં ઘણું પ્રફુલ્લાય રે;
અંબા અલબેલી રે. ૫

મા સુરજ ચંદ્ર નીહાળતાં રે, મા દેવો તારા યશ ગાય રે;
અંબા અલબેલી રે. ૬

મા કર જોડી 'ચંપક' વિનવે, મા સદા કરજો રક્ષાય રે;
અંબા અલબેલી રે. ૭

## ૩૮.

આરાસુરી આશા પુરત, માત અંબા નામ નામ;
દીલમેં મેરે તેરી સુરત, તેરે બીન ના કામ કામ—આરા૦ ૧
ચંડી અંબે નામ જીનકા, ત્રિલોકમેં યસ હે તેરા;
દુ:ખ ટાળે ભક્તજનકા, માત અંબા નામ નામ—આરા૦ ૨

પહાડ ગબડ તેરા સ્થાનક, વિશ્વમેં મશહુર હે;
કયા કહું મેં ઉનકી રોનક, માત અંબા નામ નામ—આરા ૩
વણીક કા જબ નાવ ગીરા, પુકાર ઉસને તબ કહી;
જાકે તુંનેહી તો તારા, માત અંબા નામ નામ—આરા ૪
અંધેકો મા આંખ દેવે, પાંગળે કો પાંવ ભી;
વાંઝીયા કો પુત્ર દેવે, માત અંબા નામ નામ—આરા ૫
જીસકો તેરા હે ભરોસા, રક્ષક તુંહી ઉનકી સહી;
આશા પુરો 'ચંપક' હંમેશા, માત અંબા નામ નામ—આરા ૬

## માતાજીનો ગરબો. ૩૯

માતાજી નમી નમી લાગું પાયરે અંબાજી ભવાની રે લોલ
માતાજી સિંહ ઉપર અસ્વાર કે અતિ ઘણી શોભતીરે લોલ
માતા તારા ગબડ ઉપર સ્થાન કે અતિ શોહામણારે લોલ
માતા તારા દર્શન કરવા કાજ અતિ ઘણા દોહલારે લોલ
માતા તારે દશ આંગળીએ વેઢ હાથે ત્રીશુળ શોભતુંરે લોલ
માતા તારે ખડગ ખપ્પર હાથકે દુષ્ટો સંહારીયારે લોલ
માતા તારી લીલા અપરંપાર કે કોઈ નવ જાણતારે લોલ
માતા તું છે જગ વિખ્યાત કે દેવો ગુણ ગાન કરે રે લોલ
માતા રાખજે 'ચંપક' લાજ કે ચરણે તારે પડયોરે લોલ

## અંબાને અરજ, ગઝલ. ૪૦

અંબે અંબે પુકારૂં મનમેં, અંબે જાય બસે ડુંગરમે
જાય અંબા સે વિનતી પુકારી, દેવો દર્શન આનંદકારી—અંબે

તેરે દર્શનકો જીવડા તરસે, દેવો દર્શન તુમ આનંદસે,
તેરે સેવક ઉભે દ્વારે, મનમેં આનંદ હર્ષ અપારે—અંબે
ક્યા ભુલ પડી હમારી, નહી દર્શન દેતે મહેતારી,
એ બાલક તરસે તુમારે, બીના માતા જીવન કૈસે ગાલે—અંબે
અબતો દર્શન દેવો મહેતારી, ક્ષમા કરો બાત હમારી;
મુજશે ગુના ભયા હૈ તુમારી, માફી બક્ષો માતા મારી—અંબે
યે બાલક અર્જ પુકારે, અંબા માતાજી અર્જ સ્વીકારે;
તો હોવે હર્ષ અપારી, એવી દાસની વિનતી સ્વીકારી—અંબે

## અંબાજીનું આવાહન. ૪૦

ભોળી દયાળી માત મારી અંબીકા
સુણોને દાસની વાત "
કેમ તમે બેઠા ચૂપ "
કરૂં હું ધૂપને દીપ "
વેલાં વેલાં આવો આજ "
રૂડાં ધરીને સાજ "
નીરખું હું તારી વાટ "
મનમાં ઘણો ઉચ્ચાટ "
કેમ તને લાગે વાર "
એવા તે શા વેપાર "
શારે કરો એવાં કાજ "
નવરાં નથી કેમ આજ "

એવો શો રમવાનો શોખ મારી અંબીકા
સુણવા નથી તને મોખ ”
જ્યારે ધાર્યાં તને શેઠ ”
ઉતારો કેમ હવે વેઠ ”
એવાં તે શાં મુજ પાપ ”
કસોટીનું નહિ માપ ”
રાખોને આજ હવે રહેમ ”
ભજું કરી શુભ નેમ ”
ભુલો બહુ બહુ થાય ”
કરોને માફ મુજ આઈ ”
શરણે આવેલાને તાર ”
દાસને પાર ઉતાર ”

---

## મહાકાલીનો ગરબો. ૪૧

મહાકાલી રમે પાવા વાલી રમે આજ ચાંચર ચોકમાં કાલી રમે
ચોક ચાંચરમાં અંબા વિરાજે
મધ્યે કાલી વિકરાલી ભમે ”
ચોસઠ બેનો સાથે રમે
રાસ રચ્યો હોમ હવન સમે ”
હાતે અપાર ખેલ ખુબ મચાવે
દેવના યુદ્ધથી દૈત્યે દમે ”
દૈત્ય તણો મા દાટજ વાળ્યો

મુંડાના હોલામા માતુતમે ,,
પાવા પતીયે પાલવ છાયાં
બોધ કરીને ઉગારો તમે ,,
લાલો કહે મા લીલા તમારી
રાસ ગાયો મા તારો ગમે ,,

## ગરબો. ૪૨

(રાગઃ—રંગે રમે આનંદે રમે.)

અંબા ઝુલે મારી માડી ઝુલે (૨) આજ ગબ્બડ ઉપર અંબા ઝુલે.
સુંદર પટોળું ને કેસરી વાઘા (૨) રૂડા રંગીલા પહેરી ઝુલે. આજ
કંકણુ હાથમાં દીસે રૂપાળા (૨) ઝાંઝર ઝમકતા પહેરી ઝુલે. ,,
અણુવટ વીંછીઆ પાયે શોભે (૨) ટીલડી કરીને માત ઝુલે. ,,
હીરા તણા હાર ખુબજ ચળકે [૨] બાંયે બાજુબંધ પહેરી ઝુલે ,,
મીઠી સુવાસ ત્યાં ખુબજ મ્હેકે [૨] માઇ મસ્તીમાં આવી ઝુલે ,,
આનંદમાં ગરકાવ બનીને [૨] ખુલ્લા કરી કેશ અંબા ઝુલે. ,,
સોના હીંડોળો ને સુંદર તકીયા [૨] ઉપર બેસીને માડી ઝુલે. ,,
ખુશ મીજાજમાં અંબા આનંદે [૨] રંગે ચડીને આજે ઝુલે. ,,
આસપાસ ડુંગર દીસેછે સુંદર [૨] શોભા નીહાળતી માજી ઝુલે ,,
મોર કરે ટહુકાર ઘણેરા [૨] આંબે ચડીને કોયલ ઝુલે. ,,
મેના પોપટ ત્યાં બેઠા આનંદે [૨] ટહુકા કરેને સંગે ઝુલે. ,,
દાસ કહે આજ અંબા ઉમંગમાં [૨] મસ્તીમા આવી રંગે ઝુલે ,,
ચાલો ચાલોને દર્શન કરવા [૨] અંબા બેઠી આનંદે ઝુલે. ,,

## શ્રી અંબા ભવાનીનો રણ સંગ્રામ. ૪૩

[ રાગઃ—રંગે રમે આનંદે રમે. ]

રણે ચઢયારે રણે ચઢયા [૨] આજ અંબા ભવાની રણે ચઢયા.
દેવો તણું મા કામજ કરવા [૨] હેતે કરીને સીંહે ચઢયા. આજ
બેનપણી સહુ સાથે ચાલી [૨] સહુ સહુને વાહન ચઢયા. ,,
ખપ્પર લઈને કાલી ચાલ્યા [૨] કરવા નીકંદન દૈત્યો તણા. ,,
ભુત પીશાચને સંગે લીધા (૨) રુધીર પીવાને શોખ ઘણા. ,,
બૌચર બાલા કુરકટ બેસી (૨) સહુ બેનોની સંગે રહ્યા. ,,
જોગણી કેરો સાથ છે મોટો [૨] શસ્ત્રો ભયંકર કર ગ્રહ્યા. ,,
ત્રીશુળ ભાલા ઝગમગ ઝળકે (૨) ખડ્ગ કરે ખણુકાર ઘણા. ,,
લોહીના તરસ્યા ભુત પીશાચો (૨) શબ્દો ભયંકર કરે ઘણા. ,,
દેખી પ્રબળ સૈન્ય માજી કેરૂં (૨) શુંભ નીશુંભ સંગ્રામે ચડયા ,,
ધુમ્ર લોચન ચંડમુડ અને બીજા(૨)મહીષાસુરની સાથે ચડયા ,,
રક્તબીજ આવ્યો મદદે મોટો (૨) કરે પડકારા અતિ ઘણા. ,,
દાનવ સૈન્ય માની સામે આવ્યું (૨)કરી મનસુબા ખોટા ઘણા. ,,
દેખીને સૈન્ય માચે દૈત્યો કેરૂં(૨)કોપ કરી લાલ ચક્ષુ કીધા. ,,
ભ્રકુટી કરાળ કરી અંબા કોપ્યા(૨)શસ્ત્રો ગ્રહી કેશ છુટા કીધા. ,,
તારા ત્રીપુરા ચંડી ચામુંડા(૨)કાળી વીકરાળી સાથે ચડયા. ,,
મદ્યના પ્યાલા ખુબજ ઘોળ્યા(૨) હેતેથી પીને રંગે ચડયા. ,,
શુંભ નીશુંભને હણવા માટે [૨] કોપ કરીને ચંડી ચડયા. ,,
મહીષાસુર માયાવી મોટો (૨) તેને હણવાને માજી ચડયા. ,,

કાળી કરાળ વિકરાળ થયા ત્યારે(૨)ખડગ ત્રીશુળને ખપ્પર ધર્યા. આજ
ધુમ્રલોચન રક્તબીચને હણુવા(૨)કોપ્યા કાળી લાલ ચક્ષુ કર્યા ,,
ખડગ ત્રીશુળ ખણુખણુતા ભારે[૨]કાપે શીશ દુષ્ટ દૈત્યો તણા ,,
સીંહ ત્રાડે ને કરે હોંકાર[૨]ચીરે દૈત્યોને અતિ ઘણા. ,,
લોહી કેરી નદીઓ ચાલી (૨) ભુત પીશાચે પાન કર્યા. ,,
ગીધ શીયાળો કરે ઉજાણી(૨)પીવા રૂધીર ખુબ રણુમાં ફર્યા. ,,
શુંભ નીશુંભ ચંડ મુંડ હણાયા(૨)ધુમ્રલોચન રક્તબીજ પડયા ,,
મહીષાસુરને માર્યો માયે(૨)રૂધીર પી ખુબ રંગે ચડયા. ,,
દૈત્યનું કાઢયું માયે નીકંદન(૨)શાંત પછી મારી માડી થયા. ,,
સ્તુતી કરી માની દેવે આવી(૨)આશીષ દઈ મા સ્થાને ગયા. ,,
કેશવ કહે મા અમે તમારે (૨) શરણુ આવીને પગે પડયા. ,,
વ્હારે ચડો મા બાળકો કેરી જેમ તમે (૨) દેવ માટે ચડયા. ,,

---

## ગરબો. ૪૪

મારી અંબા મા, ભક્તોની ભીડ ભાંગો રે દેવી ભવાની;
મારી અંબા મા, દુષ્ટોનાં દળ ફેડો રે દેવી ભવાની.

મા તારે શરણે જે આવે;
મા ચુંદડી-તોરણુ જે લાવે,
મા અષ્ટસિદ્ધિઓ તે પાવે.—મારી૦
મા ત્રિલોકીની છે તું ત્રાતા,
મા ભવ બ્રહ્મા તુજ ગુણુ ગાતા,
મા તુજ પદ પંકજ પ્રખ્યાતા—મારી૦

મા સુર ઇચ્છે તુજને સ્મર્ણે,
મા અસુરો પણ આવે શરણે,
મા વેદ તને મુખથી વરણે—મારી૦

મા શક્તિ સમર્થક તું દેવી,
મા કોઇ દીઠીના તુજ જેવી,
મા મોક્ષ રજ્યા તુજને સેવી—મારી૦

મા ઇચ્છીત તું સૌને આપે,
મા કષ્ટ કરોડો તું કાપે,
મા ઉત્તમ સુખડે તું સ્થાપે—મારી૦

મા ધરણીતળ તું ધારક છે,
મા પામરની પ્રતિપાલક છે,
મા અદ્ધમોની તું ઉદ્ધારક છે—મારી૦

મા વંદુ હું હ્રદયે રે'જો;
મા સદ્‌બોધો સ્વપ્ને કે'જો
મા મધુરતા વચને દે'જો—મારી૦

મા કરૂણાળી તું કલ્યાણી,
મા ઇચ્છિત દે અર્બુદ રાણી,
મા 'ભાઇશંકર' ને નિજ જાણી—મારી૦

# કાશી ખંડમાની નવગૌરીઓનો ગરબો. ૪૫

## ગરબો.

કાશી ખંડે નવગૌરીઓની શાખ છે....રે....લોલ;
એને આજે ગાવાના અભિલાષ છે....રે....લોલ,
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે....રે....લોલ-એ ટેક.

'**મુખપદ્માગૌરી**' પ્હેલાં શોભતાં...રે....લોલ;
જેનાં રૂપડાં રસાળ ચિત્ત લોભતાં—રે—લોલ,
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

બીજાં '**જેષ્ટાગવરી**' વડાં જ્યોતિએ—રે—લોલ;
મઢયાં નિલમ ઝવેર ને મોતીએ—રે—લોલ
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

ત્રીજાં '**લક્ષ્મીગવરી**' ભર્યાં હૈવતે—રે—લોલ
સંહારે શત્રુઓને તેહ શસ્ત્રો વડે—રે—લોલ,
કાશીખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

ચોથાં '**લલિતાગવરી**' ચૌદ લોકમાં—રે—લોલ,
રાખે કુટુંબો આપણાં અશોકમાં—રે—લોલ,
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

દેવી '**ગવરીભવાની**' ભાસે પાંચમા—રે—લોલ;
સાહ્ય આવે ભયંકર આંચમાં—રે—લોલ
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

છઠ્ઠાં '**ગવરીવિશાળા**' વંદ્ય વિશ્વનાં—રે—લોલ,
મુખ પાન સમાં જે જગદીશનાં—રે—લોલ
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

'**શૃંગારગવરી**' છે સાતમાં શિરોમણી—રે—લોલ
અર્પે ભક્તોને રિદ્ધ સિદ્ધ એ ધણી—રે—લોલ,
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

દેવી '**કનિષ્ટાગવરી**' છે માતા આઠમાં—રે—લોલ
વસ્યાં પાણી પત્થર અને કાઠમાં—રે—લોલ.
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

નવમાં '**મંગળાગવરી**' મહાનામી છે—રે—લોલ
રટયે '**નટવર**' ને નવે નિધ જામી છે—રે—લોલ
કાશી ખંડે નવગૌરીઓની શાખ છે—રે—લોલ—એને૦

---

## અંબાનો મુજરો. ૪૬

મુજરો માની લેજો ભવાની અંબા, મુજરો માની લેજો—ભ૦
ગોહીલવાડમાં પોતે બિરાજો, મુજ પર મહેર કરી જોજો—ભ૦
આવે જે કોઇ શરણુ તુમારે, શરણામાં રાખી લેજો—ભ૦
જે કોઈ આવે પાર તુમારે, નિત નવા દર્શન દેજો—ભ૦
બે કર જોડી કહે મદનજી, રદીયા ભીતર રહેજો—ભ૦

---



### શિખરણીવૃત.

વસો જેમાં નિત્યે, મન ભ્રમર દેવાદિક તણા,
તજી સ્વચ્છા માંગી, ધવલરૂપ ધારે અતિ ઘણાં
અને જેનું દેવોએ, અધિક રસથી વર્ણન કર્યું
હું એ શ્રી અંબાના, પદ કમળનું સેવન કરૂં.

"અમૃત વિજય" પ્રીંન્ટીંગ પ્રેસમાં સંઘવી વાડીલાલ કાકુભાઇએ છાપ્યું. માણેકચોક, પોસ્ટ ઓફીસ પાસે—અમદાવાદ.

લોર્ડક્રીન પ્રીન્ટરી :: ખાડીઆ—અમદાવાદ.